# શકુંતલા



ગુજરાત સાહિત્ય મંદિર : અમદાવાદ

## બાલ ગ્રન્થાવલિનાં પુસ્તકો

| નામ | ગ્રાહક | છૂટક |
|---|---|---|
| સુંદર વાતો | ૦-૪-૦ | ૦-૬-૦ |
| દેવકથાઓ | ૦-૪-૦ | ૦-૬-૦ |
| ભેરૂ | ૦-૬-૬ | ૦-૯-૦ |
| પડઘા | ૦-૩-૬ | ૦-૫-૦ |
| શકુંતલા | ૦-૩-૦ | ૦-૫-૦ |

ગૂજરાત સાહિત્ય મંદિર



## છપાતાં પુસ્તકો

બાળ રામાયણ
પીંપળપાન
કેસરીયાં
અલીબાબા
અર્જુન
આ શું ?
જોહર
રસકથા ભા. ૧
રૂપકથા ભા. ૧
જાતક કથાઓ
પાર્વતી
કાદંબરી

બાલગ્રન્થાવલિ : પુસ્તક : ૫

# શકુંતલા

લેખક
અવનીન્દ્રનાથ ઠાકુર

અનુવાદક
મોંઘીબેન

પ્રકાશક
ગુજરાત સાહિત્ય મંદિર
અમદાવાદ

મૂલ્ય

સંવત ૧૯૮૪ | બાલ આ. ૦-૩-૦ | આવૃત્તિ
પૂઠું ... ૦-૫-૦ | પ્હેલી

# પ્રસ્તાવના ❀ ❀ ❀

થોડાંએક વર્ષો પહેલાં હું બંગાળી વાંચતો હતો. મને પૂછયું 'જી કાકા, મને બંગાળી વાંચતાં આવડે કે નહિ?

મેં કહ્યું 'વાંચ્યા, તું શું વાંચતી હતી.'

કેટલોએક કાળ વહી ગયો. એકવાર મારા હાથમાં 'છેલેદર રામાયણ' નું આખું ભાષાંતર આવીને પડયું. મને આશ્ચર્ય થયું. 'આ મોંઘીબેને કર્યું!' મને આનંદ થયો. ઠીક જ થયું કે મેં મોંઘીબેનને ટકોર કરી હતી કે 'તું શું વાંચતી હતી.'

પછી તો મોંઘીબેને ઘણીએ બંગાળી વાતોને ગુજરાતીમાં ઉતારીને બાલમંદિરના હસ્તલિખિત 'વાર્તા' માસિકમાં પ્રગટ કરી.

પછી અન્ય ચોપડીઓના ભાષાન્તર પણ કર્યાં.

આ તેમાંનું એક છે. ચિત્રકાર અવનીન્દ્રનાથ ઠાકુરની આ મૂળ કૃતિ છે. મૂળ તો મેં નથી વાંચ્યું. કારણ કે મોંઘીબેન બંગાળી શીખી ગઈ એટલામાં હું તે ભૂલી ગયો. પણ એનું વસ્તુ મને એટલું સુંદર લાગ્યું, એટલું શબ્દોથી હૂબહૂબ ચિત્રોને ખડું કરનારૂં લાગ્યું કે, મને થયું કે એ અમે થોડાઓએ વાંચી છે તે ઠીક નથી. એ રીતે આ પુસ્તક વાંચનારાઓ પાસે આવે છે.

શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર | ગિજુભાઈ
ભાવનગર : ૫-૪-૨૮ | મોંઘીબેનનો કાકો



રોજ માધવીલતાને પાણી પાતી.

# શકુંતલા

અઘોર એવું વન હતું. એમાં મોટામોટા વડ હતા, તાલ ને તમાલ હતાં, પહાડ ને પર્વત હતા. નાની એવી નદી હતી. એનું નામ માલિની.

માલિનીનું જળ સ્થિર અને કાચ જેવું ચોકખું હતું, તેમાં ઝાડની છાયા, નીલાકાશની છાયા. કાળાં વાદળાંની છાયા, ઉડતા પક્ષીઓ-ની છાયા એ બધું દેખાતું. ઝાડો નીચેની કુટિર પણ દેખાતી

નદી તીરે અઘોર વન હતું. તેમાં અનેક જીવજંતુઓ રહેતાં. કેટલાય હંસ ને કેટલાંય બગલાં આખો દિવસ પાણીના ઝરાઓમાં, સુંદર સરોવરોમાં ફર્યા કરતાં. કેટલાંય નાનાં પક્ષીઓ, કેટલાય પોપટો ઝાડોની ડાળીઓ ઉપર બેસીને ગાન ગાતાં અને ડાળીએ ડાળીએ માળા બાંધતાં. હરણનાં ટોળે ટોળાં ત્યાં આનંદથી

ફરતાં હતાં. હરણનાં નાનાં નાનાં બચ્ચાં કુશના વનમાં, અનાજના ખેતરોમાં અને કુણા ઘાસના પગથારમાં ફર્યા કરતાં. વસન્ત કાળે કોયલો ગાન ગાતી ને ચોમાસામાં મયુરો નાચ કરતા.

આ વનમાં ત્રણ હજાર વરસના એક મોટા વડલા નીચે મહર્ષિ કણ્વનો આશ્રમ હતો તેમાં જટાધારી તપસ્વી કણ્વ અને માતા ગૌતમી રહેતાં. તેઓની કુટિર પાંદડાંની હતી. પહેરવા વલ્કલ હતાં. એક ગૌશાળા ભરાય એટલી ગાયો હતી. ચંચળ વાછરૂ હતાં.

વલ્કલ ધારી કેટલાક ઋષિકુમારો હતા. તેઓ કણ્વદેવની પાસે વેદ ભણતા, માલિનીના જળમાં તર્પણ કરતા, વૃક્ષોના ફળથી અતિથિની સેવા કરતા અને વનફૂલોથી દેવોની પૂજા કરતા વનવનથી હોમનાં લાકડાં વીણી લાવતા. કાળી અને ધોળી ગાયોને ખેતરોમાં ચારવા લઈ જતા. લીલાં હરિયાળાં

ખેતરોમાં ગાયો અને વાછરૂ ચર્યા કરતાં ને ગોવાળ થયેલા ઋષિકુમારો રમ્યા કરતા. તેઓને ઘર બનાવવાને રેતી હતી; મોર બનાવવાને માટી હતી; પાવા બનાવવાને વાંસ હતા. અને તેમના રમતના સાથી વનનાં હરણો હતાં. માતા ગૌતમી દેવદાનવની યુદ્ધ કથાઓ કહેતાં. અને તાત કણ્વ સામ-મવેદનું મધુરગાન કરતા.

બધુંયે હતું, નહોતી માત્ર—અંધાર ઘરનું માણેક--કોઈ નાની કન્યા. એક દિવસ અડધી રાતે અપ્સરા મેનકા પોતાની રૂપરૂપનો ભંડાર, ધાવણી દીકરી શકુન્તલાને તે તપોવનમાં મૂકી ગઈ. વનનાં પશુ પક્ષીઓ તેને પાંખોથી ઢાંકી, છાતી સાથે ચાંપી રાખી આખી રાત બેસી રહ્યાં.

વહેલા સવારમાં તપોવનના ઋષિકુમારો વનમાં ફળફૂલ વીણવા ગયા. તેઓએ આંબળાના વનમાંથી આંબળાં લીધાં, હરડેના

વનમાંથી હરડે લીધી. ત્યાર પછી ફૂલના બાગમાં જઈ ફૂલ વીણતાં વીણતાં તેઓએ પક્ષીઓ વચ્ચે ફૂલ જેવી સુંદર કન્યા શકુંતલાને જોઇ. તેઓએ તેને લઈ જઈ મહર્ષિ કણ્વને સોંપી. આજ વખતે શકુંતલાની સાથે કેટલાંક વનનાં પક્ષીઓ ને કેટલાંક હરણો તે તપોવનમાં આવી વસ્યાં. શકુંતલા તપોવનમાં, વડની છાયામાં, ઝાડપાનની ઝુંપડીમાં, માતા ગૌતમીની ગોદમાં રમતી કૂદતી મોટી થવા લાગી. જ્યારે એ મોટી થઈ ત્યારે તાત કણ્વ પૃથ્વી ઉપર શકુંતલાને માટે વરની શોધમાં ગયા. આ વખતે શકુંતલા તપોવનનો બધો કારભાર ચલાવતી હતી.

શકુંતલાના પોતાનાં માબાપે તેને પારકી કરી, પણ પારકાં હતાં તે તેનાં થયાં પિતા કણ્વ તેના પોતાના હતા, માતા ગૌતમી તેનાં પોતાનાં હતાં. ઋષિકુમારો તેને પોતાના ભાઇઓ જેવા હતા. ગાય અને વાછરૂ પણ તેને પોતાનાં

હતાં, અને એટલે સુધી કે વનનાં વેલપાંદડાં પણ તેને પોતાનાં જ હતાં. ઘણી જ પ્રિય એવી બે સખીઓ અનસૂયા અને પ્રિયંવદા પણ પોતાનીજ હતી. એક મા વિનાનું ઘણું ચંચળ નાનું હરિણનું બચ્ચું પણ પોતાનું જ હતું.

ત્રણે સખિયોને આજકાલ ઘણું કામ રહેતું. ઘરનું કામ, અતિથિસેવાનું કામ, સવાર ને સાંજ ફૂલઝાડને પાણી પાવાનું કામ અને સાથે મળી મલ્લિકાની વેલનાં લગ્ન કરવાનું કામ પણ હતું. ઉપરાંત શકુંતલાની બન્ને સખિયોને એક બીજું કામ પણ હતું. તેઓ રોજ માધવીલતાને પાણી પાતી અને વિચારતી કે ક્યારે આ માધવીલતાને ફૂલ આવશે. જે દિવસે આ માધવીલતા ફૂલોથી ખીલી નીકળશે તે દિવસે આપણી શકુંતલાનો વર આવશે. એમ તેઓ વિચારતી.

આ ઉપરાંત તેમને બીજાં કામો પણ હતાં. હરિણોના બચ્ચાંની માફક નિર્ભયપણે ફરવું,

ભમરાઓની પેઠે લતાઓમાં ધીમે ધીમે વાતો કરવી અથવા માલિનીના જળમાં હંસણીઓની જેમ તરવું. અને રોજ સંધ્યાના આછા અંધારામાં વનમાર્ગેથી વનદેવીઓની પેઠે પાછા ફરવું. આ બધાં એમનાં કામ હતાં.

એક દિવસ દક્ષિણના પવનથી જોતજોતામાં કુસુમવનમાં પ્રિય માધવીલતાનાં સઘળાં અંગો ફુલોથી ખીલી ઉઠયાં. 'આજ સખીનો વર આવશે' એ વિચારથી હરણોના જેવી ચંચળ અનસૂયા ને પ્રિયંવદા વધારે ચંચળ થઇ ગઈ.



# દુષ્યન્ત

જે દેશમાં ઋષિઓનું તપોવન હતું, તે દેશના રાજાનું નામ દુષ્યન્ત હતું તે વખતે એવા મોટા રાજા એકેય નહતા. જે પૂર્વદેશના રાજા, પશ્ચિમદેશના રાજા, ઉત્તરદેશના રાજા અને દક્ષિણ દેશના રાજા હતા એ બધા રાજાઓના પણ તે રાજા હતા. સાત સમુદ્ર અને તેર નદીઓ તેમના રાજ્યમાં હતાં. પૃથ્વીનો એક રાજા દુષ્યન્ત હતા. એમની હાથીશાળામાં કેટલાય હાથી હતા, ઘોડાહારમાં કેટલાય ઘોડા હતા, રથશાળામાં કેટલાય સોનાના રથ હતા. રાજમહેલમાં કેટલાંય દાસદાસીઓ હતાં. બધા દેશોમાં તેમની કીર્તિ હતી.

બ્રાહ્મણકુમાર માધવ તેમનો પ્રિય સખો હતો.

જે દિવસે તપોવનમાં માધવીલતાને ફુલ આવ્યાં તે જ દિવસે સાત સમુદ્ર અને તેર

નદીઓના રાજા દુષ્યન્તે તેના પ્રિયસખા માધવને કહ્યું :—

ચાલ, ભાઇ આજ તો મૃગયા ખેલવા જઇએ. મૃગયાના નામથી જ માધવને તો જાણે તાવ આવ્યો. ગરીબ બ્રાહ્મણ, રાજમહેલમાં રાજા સાથે રહેતો, એ વખત ખૂબ મિષ્ટાન્ન જમતો ને દૂધ દહીંથી પોતાનું ગાગર જેવું પેટ શાંત રાખતો. મૃગયાના નામથી બિચારા માધવનું મોઢું લેવાઈ ગયું. વાઘ અને રીંછના ભયથી તે કંપી ઉઠયો. 'ના' કહેવાની પણ શક્તિ ન રહી. જ્યાં રાજાની આજ્ઞા હોય ત્યાં તેનું શું ચાલે? તરતજ ગજશાળામાંથી હાથી તૈયાર કરવામાં આવ્યા. ઘોડાહારમાંથી ઘોડા તૈયાર કરવામાં આવ્યા. ભેટ બાંધીને સૈનિકો આવ્યા, બરછી હાથમાં લઇ શિકારીઓ આવ્યા, ધનુષ્યબાણ લેઇ પારધીઓ આવ્યા, જાળ લઇ માછીમાર આવ્યા. સારથી રાજા માટે સોનાનો સુંદર

રથ લેઈ આવ્યો અને દરવાજાનાં સોનાનાં બારણાં એકદમ ખૂલી ગયાં.

સોનાનાં રથમાં બેસી રાજા શિકારે ચાલ્યો. બન્ને બાજુએ બે હાથીઓ ચામર ઢોળતા ચાલ્યા, છત્રધર છત્રધરીને ચાલ્યા, વાજાંઓ વાગવા લાગ્યાં, સર્વની પાછળ પ્રિયસખો માધવ પણ એક ખચ્ચર ઉપર બેસીને 'હટ્ હટ્' કરતો ચાલ્યો.

ધીરે ધીરે એક વનથી બીજા વનમાં અને બીજા વનથી ત્રીજા વનમાં એમ ફરતાં ફરતાં સૌ મહાવનમાં આવી પહોંચ્યા. પારધીઓ ઝાડે જાળ પાથરવા લાગ્યા, નદીઓ ને વ્હેરામાં માછીમાર જાળ નાખવા લાગ્યા સૈન્ય ને સામન્તો વનને ઘેરવા લાગ્યા. આખા વનમાં એકદમ કોળાહળ થવા લાગ્યો.

ઝાડે ઝાડે કેટલાંય પક્ષીઓ, કેટલાંય પક્ષીઓનાં બચ્ચાંઓ, પાંદડાના ગુચ્છાઓમાં કોમળ પાંદડાં જેવી પોતાની નાની નાની પાંખો

ફફડાવતાં હતાં, પાકાં ફળની માફક ઝુલતાં હતાં. આકાશમાં ઉડતાં હતાં ને પાછાં આવીને માળામાં બેસતાં હતાં અને કિલકિલાટ કરતાં હતાં.

શિકારીઓનો કોળાહળ સાંભળી સૌ પોતાના માળા મૂકીને નાસવા લાગ્યાં. પાડાઓ ગરમીથી અકળાઇ કાદવમાં પડીને શરીરને ઠંડુ કરતા હતા, તે પણ આ કોલાહલ સાંભળી શીંગડાં ઉંચાં લેઇ ગરદન વાંકી કરી, ઉભી પૂંછડીએ ભાગવા લાગ્યા. સૂંઢમાં જળ ભરી હાથીઓ પોતાના શરીર પર છાંટી છાંટી શરીરને ધોતા હતા, પીંપળનાં ઝાડો સાથે શરીર ઘસતા હતા અને ઝાડોની ડાળીઓથી મચ્છર ઉડાડતા હતા; તે પણ આ કોળાહળ સાંભળી ભયથી સૂંઢ ઉંચી લઇને કમળવનમાંથી પારધીઓની જાળ ફેંકી દેઇ નાસવા માંડયા. વનમાં વાઘ હુંકાર કરવા લાગ્યા. પર્વતોમાં સિંહની ગર્જનાઓ થવા લાગી. આખું વન કંપી ઉઠયું.

કેટલાંય પક્ષીઓ, કેટલાય વાઘ, કેટલાંય રીંછ, કોઈ જાળમાં પકડાઇ ગયાં, કોઇ જાળમાં બંધાઈ ગયાં, તો કોઇ તરવારથી કપાઇ ગયાં. વનમાં હાહાકાર થઈ ગયો. વાઘોએ વનમાંથી, કાચબા વગેરે જળમાંથી અને પક્ષીઓએ આકાશમાંથી નાસવું શરૂ કર્યું.

જાળ લઈ ને પારધીઓ પક્ષીઓની પાછળ દોડયા. તીર લેઈ શિકારીઓ વાઘની પાછળ દોડયા. જાળ ખભે નાખીને માછીમારો માછલાં પકડવા ચાલ્યા અને રાજા પણ સોનાના રથમાં બેસીને એક હરણ પાછળ પડયા. હરણ બિચારૂં જીવ બચાવવાની આશાથી પવનવેગે દોડે છે. રાજાનો રથ પણ વીજળી વેગે જાય છે. આગળ હરણ ને પાછળ રાજા દોડયાજ જાય છે. રાજાનું સૈન્ય, સામંત, હાથી, ઘોડા ને પ્રિય મિત્ર માધવ કેટલેય દૂર, કોણ જાણે કયાંય રહી ગયા. માત્ર રાજાનો રથ અને વનનું હરણ નદી કિનારેથી

વનની અંદરથી અને ખેતરો પરથી ઝપાટા-
બંધ દોડયાં જાય છે.

જ્યારે આ અઘોર વનમાં આમ શિકાર ખેલાઇ રહ્યો હતો, ત્યારે તપોવનમાં બધુંય નિર્ભય--શાંત હતું. ઝાડની ડાળે પોપટો લાલ ચાંચથી અનાજના દાણા ચણતા હતા. નદીના જળમાં હંસો આનંદથી તરતા હતા. કુશવનમાં પાળેલાં હરણો નિર્ભયપણે ફર્યા કરતાં હતાં. અને શકુંતલા, અનસૂયા, અને પ્રિયંવદા આ ત્રણે સખીઓ કુંજવનમાં ઝીણી ઝીણી વાતો કરતી હતી.

તપોવનમાં બધેય નિર્ભય હતું. કોઈ કોઈની હિંસા કરતું નહિ. મહાયોગી કણ્વના તપોવનમાં વાઘબકરી એકજ ઘાટે પાણી પીતાં. હરણનાં બચ્ચાં અને સિંહનાં બચ્ચાં એક જ વનમાં સાથે ખેલતાં રમતાં. પણ આ વનમાં શિકાર કરવાની મનાઈ હતી. ભય પામેલું હરણ જીવ બચાવવા દોડતું દોડતું

શ્વાસ ભર્યું આ તપોવનમાં આવી ચઢયું. રાજા પણ તરતજ ધનુષ્યબાણ છોડી દઈ ઋષિના દર્શને ચાલ્યો.

તપોવનમાં સોનાના રથમાં બેઠેલા પૃથ્વીના રાજા દુષ્યન્ત અને માધવીકુંજમાં ઉભેલી સૌન્દર્યવતી શકુંતલા બંનેએ એકબીજાને જોયાં.

આ તરફ માધવ ભારે દુઃખમાં આવી પડયો. તેનાથી આગળ જવાતું ન હતું. રાજભોગ લીધા વિના રહી શકતો નહિ, બિછાના વિના ઉંઘ લઇ શકતો નહિ. પાલખી વિના વિહાર કરી શકતો નહિ. આવા માધવ માટે આખો દિવસ ઘોડા પર બેસી " આ બાંધ જાય, આ વાંધ જાય " એમ કરતાં કરતાં વને વન ભટકવું એ શું બની શકે એમ હતું? ઝાડનાં પાંદડાં પડવાથી જે પાણી વાસ મારી રહ્યું છે, એવા પાણીથી તેની તરસ છીપે? વખતસર ખાવાનું ન મળતાં જેને આંખે અંધારા આવતાં, તેને આખો દિવસ

થોડુંક કાચું પાકું માંસ મળે તેનાથી શું તેનું પેટ ભરાય ? પાંદડાંના બીછાનામાં મચ્છરો કરડે ત્યાં તેને શું ઉંઘ આવે ? વનમાં આવીને માધવ તો મહા મુશ્કેલીમાં આવી પડયો. આખો દિવસ ઘોડા પર બેસીને ફરવાથી તેનું આખું શરીર દુઃખવા લાગ્યું. મચ્છરના દુઃખથી રાતે ઉંઘ પણ આવે નહિ, મનમાં ભય રહ્યાજ કરતો કે, એ રીંછ આવ્યું, એ વાઘે પકડયો, આમ બીકમાં ને બીકમાં બિચારો અડધો થઇ ગયો.

રાજાને માધવે ઘણું સમજાવ્યું, મહારાજ ! રાજ્યમાં ચાલો, રાજ્ય ધૂળધાણી થાય છે, શરીરે હેરાન થાઓ છો, હવે શું કામ રોકાણા છો ? રાજાએ તો આમાંનું કંઇ સાંભળ્યુંજ નહિ. શકુન્તલાને જોઇ ત્યારથી રાજકાર્ય છોડી, મૃગયા છોડી, તપસ્વીની જેમ તે તપોવનમાં રહેવા લાગ્યો. રાજ્યમાં રાજમાતા વ્રત કરતાં હતાં. રાજાને બોલાવવા માણસો મોકલ્યા પણ રાજા પાછા આવ્યા નહિ. કેટલીય સમજાવટ કરી માધવને સૈન્ય સામંત સાથે માતાની પાસે

મોકલી પોતે એકલો તપોવનમાં રહ્યા.

માધવ રાજમહેલમાં આનંદથી રાજાની જેમ રહેવા લાગ્યો. આ તરફ પૃથ્વીનો રાજા વનવાસીની જેમ વને વને "હા શકુંતલા, હા શકુંતલા" એમ કહી ફરવા લાગ્યો. હાથ-માંનાં ધનુષ્યબાણ કોણ જાણે ક્યાંય પડી ગયાં છે. રાજવેશ નદીમાં તણાઈ ગયો છે. સોના જેવું શરીર શ્યામ થઇ ગયું છે. પૃથ્વીનો રાજા વને વને ભટકે છે.

અને શકુંતલા શું કરે છે ? નિકુંજ વનમાં કમળોના બિછાનામાં બેસીને કમળપત્રમાં મહારાજાને પોતાના મનની વાતો લખે છે રાજાને દેખીને તેના મનમાં કોણ જાણે શું યે થયું છે ? એક ઘડી પણ રાજા ન જોવામાં આવે તો તે રડી ઉઠતી, અને આંસુથી તેની છાતી ભીંજાઈ જતી. બન્ને સખીઓ તેને શાંત કરવા કમળફુલથી પવન નાંખતી. છાતી સાથે ભેટીને આશ્વાસન આપતી, પોતાના પાલવથી સખીનાં આંસુ લૂંછતી અને

દિલાસો આપતી કે, સવાર થતાં રાજા જરૂર પાછો આવશે. ત્યાર પછી શું થયું ?

દુઃખની રાત વીતી. પ્રભાત થયું. માધવીને પાંદડે પાંદડે ફુલ ખીલી ઉઠયાં, નિકુંજને ઝાડે ઝાડે પક્ષીઓ કલરવ કરવા લાગ્યાં. પાળેલાં હરણો સખીઓ પાસે આવ્યાં.

બીજું શું થયું ?

વનમાર્ગેથી રાજા પણ કુંજમાં આવ્યો.

પછી બીજું શું થયું ?

પૃથ્વીના રાજા અને વનની દેવી શકુંતલા બંનેએ પરસ્પર માળાઓ બદલી. બંને સખીઓની ઇચ્છા પૂર્ણ થઇ. ત્યાર પછી શું થયું ?

ત્યાર પછી કેટલાક દિવસ પછી સોનાની સાંજે સોનાનો રથ રાજાને રાજ્યમાં લેઇ ગયો અને વનના માર્ગેથી બંને સખીઓ શકુંતલાને લેઇને ઘેર આવી.

# તપોવનમાં

રાજા રાજ્યમાં ચાલ્યા ગયા અને શકુંતલાં દિવસો ગણવા લાગી.

જતાં વખતે રાજા પોતાની સોનાની વીંટી શકુંતલાને દેતા ગયા હતા અને કહ્યું હતું કે, "સુંદરી ! તમે હંમેશાં મારા નામનો એક અક્ષર વાંચજો, નામ પૂરું નહિ થાય ત્યાં તો વનમાર્ગેથી સોનાનો રથ તમને તેડવા આવશે.

પણ હાય ! સોનાનો રથ ક્યારે આવશે ! કેટલાય દિવસો ગયા, કેટલીય રાતો ગઈ. દુષ્યન્ત નામ એકવાર નહિ, બેવાર નહિ પણ ઘણીયે વાર વંચાઈ ગયું; પણ સોનાનો રથ ન આવ્યો ! હાય ! હાય ! સોનાની સાંજે સોનાનો રથ ગયો તે પાછો ફર્યો જ નહિ.

પૃથ્વીનો રાજા સોનાના સિંહાસને અને વનની રાણી વનની ઝુંપડીમાં બંને જણાં બંને જગ્યાએ.

શોકથી શકુંતલાનું મન ભાગી પડયું. તેની અતિથિસેવા કોણ જાણે કયાં ચાલી ગઈ. અત્યંત પ્રિય એવાં પાળેલાં હરણો કોણ જાણે કયાં રહી ગયાં. પ્રાણથી પણ અધિક પ્રિય એવી કુંજવનની બે સખીઓ પણ કયાં રહી ગઇ. શકુંતલાના મુખ પર હાસ્ય ન હતું. આંખમાં ઉંઘ ન હતી. રાજાની ઝંખનામાં શકુંતલા ઝુંપડીના બારણામાં પાષાણની પ્રતિમા જેમ બેસી રહેતી.

રાજાનો રથ કેમ ન આવ્યો ? શું રાજા ભૂલી ગયા હશે ?

એક દિવસે શકુંતલા લમણે હાથ દઇ ઝુંપડીને ઝાંપે બેઠી રાજાની ઝંખના કરે છે. રાજાના વિચાર કરે છે ને રડે છે. એવામાં મહર્ષિ દુર્વાસા અતિથિ થઈ તેના દ્વારે આવ્યા. શકુંતલાએ જાણ્યું નહિ અને પાછું વારી જોયું પણ નહિ.

એક તો દુર્વાસા અભિમાનનો અવતાર.



દુર્વાસાના આખા અંગમાં જાણે અગ્નિ સળગી ઉઠયો.

જરા જરામાં બહુ ક્રોધ કરે, વાતચીતમાં જેને તેને બાળીને ભસ્મ કરી નાખે એવા ઋષિને શકુંતલાએ આદર આપ્યો નહિ, પ્રણામ પણ કર્યા નહિ, બેસવા આસન પણ આપ્યું નહિ, પગ ધોવા પાણી યે દીધું નહિ.

દુર્વાસાના આખા અંગમાં જાણે અગ્નિ સળગી ઉઠયો. ક્રોધથી કાંપતા કાંપતા તે બોલ્યા : " શું ? અતિથિનું આવું અપમાન ! પાપીણી ! જા તને શાપ આપું છું કે, જેને માટે તેં મારૂં અપમાન કર્યું છે, તે તને કોઈ રીતે ઓળખી શકશે નહિ. "

હાય ! શકુંતલાને ક્યાં ત્યારે ભાન હતું કે, કોણ આવ્યું ને કોણ ગયું ? દુર્વાસાનો એક પણ શબ્દ તેને કાને ગયો નહિ. મહા અભિમાની મહર્ષિ દુર્વાસા ઘોર શાપ આપીને રસ્તે પડ્યા તેની તેને ખબર પણ પડી નહિ. કુટિરના દ્વારમાં જમણે હાથ દેઈ, નીચે મુખે, બેઠી હતી તેમ બેસી રહી.

આ વખતે અનસૂયા ને પ્રિયંવદા બંને સખીઓ બાગમાં ફુલ વીણતી હતી, તે દોડી આવીને દુર્વાસાના પગમાં લોટી પડી. કેટલીય પ્રાર્થના કરી. કેટલીય વિનંતિ કરી, હાથે પગે પડી, કાલાવાલા કરી દુર્વાસાને શાંત કર્યા. શાપનું નિવારણ માગ્યું. ઋષિએ કહ્યું, "રાજાએ જતાં જતાં શકુંતલાને જે વીંટી આપી છે, તે વીંટી રાજાને દેખાડશે તો રાજા તેને ઓળખશે. જ્યાં સુધી તે વીંટી રાજાના હાથમાં નહિ આવે ત્યાં સુધી રાજા બધું ભૂલી જશે."

દુર્વાસાના શાપથી રાજા શકુંતલાને ભૂલી ગયો, વનમાર્ગે સોનાનો રથ ફરી પાછો આવ્યો નહિ !

દુર્વાસા ચાલ્યા ગયા ને તાત કણ્વ તપોવનમાં પાછા આવ્યા. આખી પૃથ્વી જોઇ વળ્યા પણ શકુંતલાને માટે યોગ્ય વર ક્યાંય મળ્યો નહિ. પણ પાછા આવીને તેમણે

સાંભળ્યું કે, આખી પૃથ્વીનો રાજા દુષ્યન્ત શકુંતલાને તેના ગળાની માળા પહેરાવી ગયો છે. તેથી કણ્વદેવના આનંદની સીમા ન રહી. તરતજ શકુંતલાને રાજા પાસે મોકલવાની તૈયારી કરવા લાગ્યા. દુઃખથી અને અભિમાનથી શકુંતલા પૃથ્વી પર પડી હતી, તેને બહુ વાત્સલ્ય ભાવથી બોલાવી સારો આશીર્વાદ આપ્યો.

ઉપવનમાં બંને સખીઓએ સાંભળ્યું કે શકુંતલા સાસરે જાય છે, ત્યારે તેમના આનંદનો પાર જ ન રહ્યો. પ્રિયંવદાએ કેસરના ફુલોનો હાર લીધો. અનસૂયાએ સુગંધી ફુલોનું તેલ લીધું, બંને સખીઓ શકુંતલાને શણગારવા બેઠી.

તેના માથામાં તેલ નાખ્યું, અંબોડામાં ફુલ ગુંથ્યાં, કપાળમાં સીંદુરની આડ કરી, પગે મેંદી મૂકી, નવું વલ્કલ દીધું તોપણ સખીઓનું મન માન્યું નહિ.

પ્રિય સખી શકુંતલા પૃથ્વીની રાણી, તેનો શણગાર શું આવો ! હાથે કમળનાળનાં કંકણ, ગળામાં કેસર ફુલની માળા, અંબોડામાં મલ્લિકાનાં ફુલ, પહેરવા વલ્કલ ! હાય ! હાય ! મોતીની માળા ક્યાં ? હીરાનાં કંકણ ક્યાં ? પગનાં ઝાંઝર ક્યાં ? પહેરવા સાડી ક્યાં ?

વનના દેવોએ સખીઓની મનોવાંછના પૂરી કરી.

વનના ઝાડેથી સોનેરી સાડી હેઠી આવી, હાથનાં કંકણ પડ્યાં, મોતીની માળા પડી, પગનાં ઝાંઝર પડ્યાં, વનદેવીઓએ પલકમાં તો વનવાસિની શકુંતલાને રાજરાજેશ્વરી મહારાણીના શણગારોથી શણગારી દીધી.

ત્યાર પછી જવાનો સમય થયો. પણ, પગ ઉપડે શે ? મન શું ઇચ્છતું હતું ?

સોનાની રાજપૂરીમાં રાણીની જેમ રાજા પાસે જવું કે ત્રણે સખીઓ સાથે કાયમને માટે તપોવનમાં રહેવું ?

આ તરફ શુભ ચોઘડીયું ચાલ્યું જાય છે, પણ વિદાય પૂરી થતી જ નથી. કુંજવનની મલ્લિકા અને માધવી પોતાનાં કુણાં પાન હલાવીને શકુંતલાને પાછી બોલાવે છે. મા વિનાનું હરણનું બચ્ચું એની સોનેરી સાડીનો છેડો પકડી વન તરફ ખેંચે છે. પ્રાણથી પણ વહાલી બંને સખીઓ ગળે બાઝીને રડે છે. વનની આટલી માયા આટલો સ્નેહ છોડી જવું એ શું સહેલું છે ?

મા વિનાના હરણના બચ્ચાને તાત કણ્વના હાથમાં અને પ્રિય તરૂલતાને પ્રિયસખીઓના હાથમાં સોંપતાં સોંપતાં શકુંતલા રડી પડી.

તપોવનને છેડે એક વડ હતો, ત્યાંથી તાત કણ્વ પાછા ફર્યા. બંને સખીઓ

પણ રડતી રડતી પાછી આવી. વળતાં વખતે શકુંતલાના વસ્ત્રને છેડે રાજાની વીંટી બાંધીને કહ્યું, " જો જે બ્હેન સાચવીને રાખજે. "

ત્યાર પછી વનના દેવોને પ્રણામ કરી, તાત કણ્વને નમન કરી શકુંતલા રાજપુરી તરફ ચાલી.

પારકી છોકરી પારકી થઈને પારકે ઘેર ચાલી ગઈ, ઘર અંધકાર જેવું કરી ગઈ.

ઋષિનો શાપ કયારે પણ મિથ્યા જાય નહિ. રાજપુરીએ જવાના માર્ગમાં શકુંતલા એક દિવસ શચીતીર્થમાં સ્નાન કરતી હતી, ઠંડા જળમાં તરતી નદીના જળમાં મોજાંઓને નમાવતી શકુંતલા ન્હાતી હતી. આનંદમાં ને આનંદમાં પોતાની સાડી પાણી ઉપર પાથરી દીધી. જળના જેવું ચળકતું કપડું જળની સાથે મળી ગયું, તે વખતે દુર્વાસાના શાપથી રાજાની વીંટી શકુંતલાની સાડીના એક છેડેથી



ચિત્રકાર : શ્રીયુત અવનીન્દ્રનાથ ઠાકુર

વીંટી વિનાની સાડી લઇને રાજપુરી તરફ ચાલવા લાગી.

છુટીને ઉંડા જળમાં પડી ગઇ. શકુંતલાને ખબરેય ન પડી.

પછી ભીંજાયેલે કપડે કિનારે આવી કાળા લાંબા વાળને બરાબર કરી, હસતે મુખે રાજાનું ધ્યાન ધરતી વીંટી વીનાની સાડી લઇને રાજપુરી તરફ ચાલવા લાગી. વીંટીની વાત મનમાં પણ ન આવી.



# રાજપુરીમાં

દુર્વાસાના શાપથી રાજા શકુંતલાને ભૂલી ગયો હતો. અને ઘણા સુખથી રહેતો હતો. સાત ગાઉ સુધી રાજાના સાત મહેલો હતા. દરેકમાં જુદી જુદી જાતનું કામ થતું. એક મહેલમાં રાજસભા ભરાય છે. ત્યાં સોનાના થાંભલા, સોનાનાં છત્રો, અને સોનાનાં સિંહાસનો છે. ત્યાં દોષી અને નિર્દોષીનો ન્યાય થાય છે. ત્યાર પછી દેવમંદિર છે. તે જગ્યાએ સોનાની દિવાલો છે તેમાં માણેકનાં પંખીઓ, મોતીનાં ફળો. પન્નાનાં પાન આલેખેલાં છે. અને વચ્ચે એક મોટો હોમકુંડ છે. ત્યાં રાતદિવસ હોમ થાય છે. તે પછી અતિથિશાળા છે. ત્યાં સવાર સાંજ સોનાના થાળમાં લાખો અતિથિ જમે છે. ત્યાર પછી નૃત્યશાળા છે. ત્યાં રોજ નૃત્ય ચાલે છે, સોનાનાં નૂપુર રણઝણ રણઝણ વાગે છે. સ્ફટિકની દિવાલમાં નાચતા માણસનું

પ્રતિબિંબ નાચતું જણાય છે. સંગીત શાળામાં સંગીત ચાલે છે. સોનાના પલંગ પર પૃથ્વીના રાજા દુષ્યન્ત બેઠા છે. દક્ષિણ દ્વારથી દક્ષિણનો પવન આવે છે. શકુંતલાની વાત તેના મનમાં ક્યાંય નથી. હાય ! દુર્વાસાના શાપે સુખી અંતઃપુરમાં સોનાના પલંગ ઉપર રાજા બધું ભૂલી ગયો.

શકુંતલા મુશળધાર વરસાદમાં પલળતી પલળતી કેટલોય પંથ કાપીને રાજાની પાસે આવી.

પણ રાજા ઓળખી ન શક્યો, તેણે કહ્યું, "કન્યા, તમે કોણ છો ? કેમ આવ્યાં છો ? તમારી શી ઇચ્છા છે? પૈસા જોઇએ કે ઘર જોઇએ, બોલો શું જોઇએ ?"

શકુંતલાએ કહ્યું, "મહારાજ ! મારે પૈસાયે નથી જોઇતા, ઘર પણ નથી જોઈતું, માત્ર તમને જ માગું છું. તમે મારા રાજા છો. તમે મારા ગળામાં માળા પહેરાવી છે, હું તમને માગું છું."

રાજા કહે, "છટ્, છટ્, સુંદરી, આવી શું વાત કરો છો? તમે છો વનવાસિની તપસ્વિની, અને હું છું રાજરાજેશ્વર મહારાજા. હું તમને ક્યાંથી માળા પહેરાવું. પૈસા જોઇએ તો પૈસા લો, ઘર જોઇએ તો ઘર લો, ઘરેણાં જોઇએ તો ઘરેણાં લો, પણ રાજરાજેશ્વરી થવા માગો તે કેવી વાત!"

શકુંતલાનો પ્રાણ કંપી ઉઠયો, તેણે રોતાં રોતાં કહ્યું, "મહારાજ, આ શું કહો છો? હું શકુંતલા છું, મને શું ભૂલી ગયા? નથી સાંભળતું મહારાજ? માધવીના વનમાં એક દિવસ અમે ત્રણે સખીઓ ગુપસુપ વાતો કરતાં હતાં, એવે સમયે તમે અતિથિ થઈને આવ્યા, મારી સખીઓએ તમને પગ ધોવા જળ લાવી આપ્યું, મેં ફળ લાવી દીધાં, તમોએ તે હસતે મુખે ખાધાં. ત્યાર પછી એક કમળપત્રમાં પાણી લેઇને તમે મારા હરણના બચ્ચાને પાવા ગયા, પણ તમને જોતાંજ તે

એકદમ છુટી નાસી ગયું. તમે કેટલુંય બોલાવ્યું, કેટલીય મીઠી વાત કહી પણ તે આવ્યું જ નહિ. પણ પછી મેં બોલાવ્યું કે તરતજ મારી પાસે આવ્યું. મારે હાથે પાણી પીધું. તમે સ્નેહથી કહ્યું, "બન્ને જણાં વનનાં પ્રાણી ખરાંને ! તેથી જ આટલો પ્રેમ તમારા ઉપર છે."

આ સાંભળી સખીઓ હસી પડી, હું લજ્જાથી શરમાઈ. ત્યાર પછી મહારાજ, તમે કેટલાય દિવસ તપસ્વી પેઠે વનમાં રહ્યા, વનનાં વનફળ ખાઈ, નદીનું જળ પી તમોએ કેટલાય દિવસો વીતાડ્યા. ત્યાર પછી એક દિવસ પૂર્ણિમાની રાતે, માલિનીને તીરે, નિકુંજ વનમાં તમે મારી પાસે આવ્યા, મારા ગળામાં માળા પહેરાવી, મહારાજ આ બધું શું ભૂલી ગયા !

મહારાજ, વળી જતાં સમયે મને તમારા હાથની વીંટી પહેરાવી તમોએ મને કહ્યું હતું કે,

રોજ મારા નામનો એક અક્ષર વાંચજો, નામ પૂરૂં થશે અને તમને તેડવા સોનાનો રથ આવશે. પણ મહારાજે સોનાનો રથ મોકલ્યો નહિ, શું બધું ય ભૂલી ગયા ?

વનવાસિની શકુંતલાએ રાજાની પાસે અભિમાનથી કુંજવનની કથા, તે બન્ને સખીઓની કથા અને હરણના બચ્ચાની વાત એવી કેટલીય વાતોની યાદ આપી પણ રાજાને કાંઈ સાંભર્યું નહિ. આખરે રાજાએ કહ્યું, "જોઉં તે તમારી વીંટી ! તમે કહો છો ને કે મેં તમને આપી છે. જોઉં કેવીક તે વીંટી છે "

શકુંતલા ઉતાવળી ઉતાવળી સાડીને છેડેથી વીંટી છોડવા ગઈ, પરંતુ હાય ! સાડીનો છેડો વીંટી વિનાનો હતો ! રાજાના સાત રાજ્યના ધનની કિંમતની એક માણેકની વીંટી ક્યાં ગઈ ! આટલા દિવસે દુર્વાસાનો શાપ ફળ્યો. હાય ! રાજા પણ તેના પર

ગુસ્સે થઈ ગયો. પૃથ્વીમાં તેને પોતાનું કહેનાર કોઈ ન રહ્યું.

ઓય મા, કહી શકુંતલા રાજસભામાં પૃથ્વી પર ઢળી પડી. તેનું કપાળ ફૂટ્યું, તેમાંથી લોહીની ધારા વહેવા લાગી. રાજાની સભામાં હાહાકાર થઈ ગયો.

આ સમયે શકુંતલાની પેલી પાષાણ હૃદયની મા મેનકા સ્વર્ગમાં ઇંદ્રસભામાં હાથમાં વીણા લઇને ગાન ગાતી હતી. અકસ્માત તેની વીણાનો તાર તુટી ગયો, સુર બેસૂર થઈ ગયો. શકુંતલાને માટે તે રડી પડી. તરતજ વિજળીને વેગે, મેઘના રથમાં બેસી રાજસભામાં આવી શકુંતલાને પોતાના ખોળામાં ઘાલીને એકદમ હેમકૂટ પર્વત પર લઈ ગઈ.

તે હેમકૂટ પર્વત પર કશ્યપના આશ્રમમાં સ્વર્ગની અપ્સરાઓની વચ્ચે કેટલાક દિવસ પછી શકુંતલાને એક ચક્રવર્તી રાજકુમાર થયો. કુમારને જોઇને શકુંતલાનું હૃદય શાંત થયું.

શકુંતલા તો ચાલી ગઈ છે. શહેરમાં આ વાત ભૂલાઈ ગઈ છે. એક દિવસ રાજમહેલના માછીમારોએ શચીતીર્થના જળમાં જાળ નાખવાનો આરંભ કર્યો. તેમની જાળોમાં કેટલીય સોનેરી રૂપેરી માછલીઓ, કેટલાંય જાળાં ઝાંખરાં, શંખલાં, છીપલીઓ ને એવું એવું કંઈક આવ્યું. સોનેરી રૂપેરી માછલીઓ-થી માછલાં ભરવાની ટોપલીઓ જાણે સોના રૂપાથી ભરાઈ ગઈ. આખા દિવસમાં તેઓની જાળમાં કેટલીય જાતનાં કેટલાંય માછલાં પકડાયાં. આખરે સાંજ પડી. નીલ આકાશમાં, નદીના જળમાં અને નગરના માર્ગમાં અંધારૂં થઈ ગયું. માછીમારો જાળ સંકેલી ઘર તરફ ચાલ્યા.

એવે સમયે એક માછી ખભા પર જાળ નાખી નદી તીરે આવ્યો. મોટી જાળને માથા ઉપર ફેરવીને નદીમાં ફેંકી. મેઘના જેવી કાળી જાળ આકાશમાં ફરીને નદીની

આ પાળથી પેલે પાર સુધી જઈ પડી. એક માછલાનો સરદાર અંધારામાં નદીને ઘેરી પડેલી તે કાળી જાળમાં પકડાઇ ગયો. માછીમારોમાં વાતો થવા લાગી કે જાળ કાપવામાં મહાજોરાવર માછલાંનો સરદાર વૃદ્ધ થઈ આજે આટલે દીવસે પકડાયો !

જ્યાં હતાં ત્યાંથી દોડીને સૌ નદી તીરે આવ્યાં.

ત્યાર પછી મહા મહેનતે જાળને કાંઠે આણી. આટલું મોટું માછલું કોઇએ કદી જોયું નહતું. જ્યારે તેનું પેટ ચીર્યું ત્યારે તેમાંથી સાત રાજ્યના ધનની કિંમતની એક વીંટી નીચે પડી. આ જોઈ બધાં અવાક થઈ ગયાં. જેનું માછલું હતું તેના આનંદની તો સીમા જ ન રહી. ગરીબ બિચારા માછીમારને જાણે આકાશનો ચંદ્ર હાથમાં આવ્યો. માછલાંની ટોપલી ફેંકી દઇને જાળને જળમાં રાખી વીંટી લેઈ સોનીની દુકાને ગયો.

રાજાએ શકુંતલાને જે વીંટી આપી હતી તે જ આ વીંટી હતી. શચીતીર્થમાં નહાતાં નહાતાં તેની સાડીના છેડેથી જ્યારે જળમાં પડી ગઈ ત્યારે રૂઈ મચ્છે ખાવાની વસ્તુ ધારી તે ગળી ગયું હતું.

માછીમારના હાથમાં રાજાની વીંટી જોઈ સોનીએ કોટવાળને ખબર આપી. કોટવાળે માછીમારને મારતાં મારતાં રાજસભામાં હાજર કર્યો. બિચારો માછીમાર રાજસભામાં ઉભા રહીને ધ્રુજતાં ધ્રુજતાં કેવી રીતે માછલીના પેટમાંથી તે વીંટી મળી તે બધી વાત કરી. રાજમંત્રીએ જોયું તો ખરેખર વીંટીમાં માછલાંની વાસ આવતી હતી. માછીમારને મુક્ત કર્યો. તેને એક સોનાનો તોડો ભેટ મલ્યો, તે લેઇને નાચતો નાચતો ઘેર ગયો.

વીંટી હાથમાં આવતાં જ રાજાને તપોવનની બધી વાત યાદ આવી, શકુંતલાના

વિરહશોકથી રાજા ગાંડો થઈ ગયો. કાંઈપણ દોષ વિના તેનો તિરસ્કાર કર્યો, તેથી તેનો આત્મા જાણે અગ્નિથી બળવા લાગ્યો. રાજાના મુખમાં બીજી વાત નહિ. કેવળ "હા શકુંતલા, હા, શકુંતલા " એટલું જ જંપે છે.

ખાવાપીવામાં, હરવાફરવામાં, શય્યામાં રાજાને ક્યાંય સુખ નથી. રાજકાજ ગમતું નથી. અન્તઃપુર ગમતું નથી. ઉપવન ગમતું નથી. ક્યાંય ગમતું નથી. સંગીતશાળામાં ગાન બંધ થયું. નૃત્યશાળામાં નાચ બંધ થયું. ઉપવને ઉત્સવ બંધ થયા. રાજાના દુઃખનો પાર ન રહ્યો. આ તરફ વનવાસિની શકુંતલા ખોળામાં પુત્રને લેઇને હેમકૂટને શિખરે બેઠી છે. અને આ તરફ જગતનો રાજા દુષ્યન્ત શોકથી ઝૂળમાં પડયો છે.

કેટલાક દિવસ પછી દેવતાની કૃપા થઇ. સ્વર્ગથી ઇન્દ્રદેવનો રથ આવી રાજાને દૈત્યોની સાથે યુદ્ધ કરવા સ્વર્ગમાં લેઈ ગયો. તે નંદન-

વનમાં કેટલાય દિવસો ગાળી દૈત્યો સાથે યુદ્ધ કરી, મન્દારની માળા ગળામાં પહેરી રાજા રાજ્યમાં પાછા ફરતા હતા. માર્ગમાં હેમકૂટ પર્વત ઉપર મહર્ષિ કશ્યપનો આશ્રમ દેખાયો. રાજા મહર્ષિને પ્રણામ કરવા તે આશ્રમમાં આવ્યો.

આશ્રમમાં ઘણા તાપસો ઘણી તપસ્વિનીઓ રહેતી હતી. ઘણા ગાંધર્વો અને ઘણી અપ્સરાઓ રહેતી હતી શકુંતલા અને તેને પુત્ર સર્વદમન રહેતાં હતાં.

રાજા દુષ્યન્ત જેવો દેશનો રાજા હતો તેવોજ તેનો પુત્ર વનનો રાજા હતો. વનનાં જેટલાં જીવજંતુઓ હતાં તે બધાં તેના ઉપર બહુ પ્રેમ રાખતાં. વનમાં સાત કોશ પથરાયલો એક મોટો વડ હતો. તેની નીચે એક મોટો અજગર રાત દિવસ પડયો રહેતો. આ વડની નીચે સર્વદમનની રાજસભા બેસતી દરરોજ હાથીઓ, તેને પોતાની પીઠ પર બેસાડી

નદીએ લેઇ જતા અને સુંઢમાં પાણી ભરી ભરી તેના ઉપર છાંટી તેને નવરાવતા. ત્યાર પછી તેને અજગર પીઠ ઉપર બેસાડી દેતો. આ તેનું રાજસિંહાસન હતું. બંને તરફથી બે હાથીઓ કમળફૂલથી ચામર ઢોળતા. અજગર ફણા પ્રસારી છત્ર ધરતો. રીંછ મંત્રી હતો. સિંહ સેનાપતિ હતો. વાઘ ચોકીદાર હતો. શિયાળ કોટવાળ હતો. અને પોપટ તો તેનો પ્રિય સખા હતો. તે કેટલીયે સારી સારી વાતો કહેતો. દેશ વિદેશની વાર્તાઓ કહેતો. સર્વદમન પક્ષીઓના માળામાંથી તેમનાં બચ્ચાં લેઈ તેની સાથે રમતો. વાઘના રહેવાના સ્થળોમાં જઈ વાઘની પાસે બેસી રહેતો. કોઈ તેને કાંઈ કરતા નહિ. બધાંય તેને ચાહતાં. અને બધાં તેનાથી ડરતાંયે ખરાં.

રાજા જ્યારે વનમાં આવ્યો ત્યારે રાજપુત્ર એક સિંહના બચ્ચાને લેઇને રમતો હતો. તેના મોંઢામાં હાથ નાખીને તેના દાંત

ગણતો હતો. તેને ખોળામાં બેસાડતો હતો. તેના વાળ પકડીને ખેંચતો હતો. વનની તપસ્વિની તેને છોડી દેવાને કેટલુંયે કહેતી હતી, માટીનો મોર આપવાની લાલચ દેખાડતી હતી. પણ સર્વદમન કાંઇ સાંભળતો નહતો. એ સમયે રાજા ત્યાં આવ્યો. સિંહના બચ્ચાંને છોડી મૂકીને રાજાના ખોળામાં આવી બેઠો. તે રાજબાળકને ખોળામાં બેસાડતાં રાજાને એક જાતનો આનંદ થયો. તેનું હૃદય ઠરીને હીમ જેવું થઇ ગયું. રાજા જાણતો નથી કે આ તેનો પુત્ર છે, તે વિચારે છે કે, પરાયા પુત્ર ઉપર કેમ મને આટલો પ્રેમ આવે છે. મારા મનમાં આ શું થાય છે ?

એ સમયે શકુંતલા પોતાના ખોળાના આભૂષણરૂપ પુત્રને શોધતી શોધતી ત્યાં આવી. રાજા રાણીની નજર એક થઈ બંનેયે એક બીજાને ઓળખ્યાં. રાજાએ ફરીવાર શકુંતલાનો કેટલોય આદર કર્યો. તેની પાસે માફી માગી,

દેવોની કૃપાથી આટલા દિવસે બન્નેનું મિલન થયું. દુર્વાસાના શાપનો અંત આવ્યો. કશ્યપ અદિતિને પ્રણામ કરી રાજા રાણી રાજપુત્રને ખોળામાં લેઈ રાજ્યમાં આવ્યાં.

ત્યાર પછી ઘણાં વર્ષો સુખે રાજ્ય કરી, રાજપુત્રને રાજગાદી સોંપી, રાજારાણી તાત કણ્વની પાસે, બન્ને સખીઓની પાસે, હરણના બચ્ચાની પાસે, અને તે માધવીલતા પાસે ફરી આવ્યાં. તેમજ તાપસ અને તાપસીઓની સાથે મળીને સુખે જીવન ગાળ્યું.

સંપૂર્ણ



# બાલ ગ્રન્થાવલિ

**સસ્તું : સચિત્ર : બાલસાહિત્ય**

બાળકોને જ્ઞાનમાં રસ લેતાં કરવાં હોય, તો ગ્રન્થાવલિનાં પુસ્તકો પહેલી તકે ઘરમાં વસાવો.

∵ ∵ ∵

આ પુસ્તકો જોતાંવેંતજ બાળકો રાજી રાજી થઈ વાંચવા મંડી પડે તેવાં સુંદર રૂપરંગ વાળાં અને બાળકો સમજી શકે તેવી શૈલી છે.

∵ ∵ ∵

ગૂજરાતમાં આ એકજ એવી બાલગ્રન્થાવલિ છે કે, જે બાળોપયોગી સઘળા વિષયો પર સચિત્ર સસ્તાં સુંદર પુસ્તકો આપે છે.

∵ ∵ ∵

વાર્ષિક પાંચસો પાનાં લગભગ સો ચિત્રો અને બાળસાહિત્યમાં જેમણે સારી પ્રતિષ્ઠા મેળવી છે, તેવા વિદ્વાનોનું લખાણ તમે કેવળ બે રૂપિયામાં જ ઘેર બેઠાં મેળવી શકો છો.

∵ ∵ ∵

જે ઘર બાળગોપાળથી ખીલતું છે, તે ઘર આ પુસ્તકોથી બેનસીબ ન રહેવું જોઈએ.

**તુરત જ ગ્રાહક થાઓ**
**કેવળ બે જ રૂપિયા**

: ઠેકાણું :

**ગૂજરાત સાહિત્ય મંદિર : રીચીરોડ : અમદાવાદ**
**સી. જમનાદાસની કું. : પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઈ નં. ૨**